|| ૐ ||

શ્રી

# જાત્રાની ટીપ.

જાત્રા કરવા જનાર ગૃહસ્થોની સગવડ માટે
કુલ ટીકીટ ખર્ચનો આંકડો તથા કયા કયા
સ્ટેશનો કરવા પડે છે તથા કયા કયા
જંકશનોએ ગાડી બદલવી પડે છે
તથા ટીકીટના રુ. કેટલા થાય છે
તેની નોંધવાર ટીપ કરેલી છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

છબીલદાસ ઝીણાભાઈ પસ્તાગીઆ

ઠે. બરાનપુરી ભાગળ સુરત.

શા. વીઠલદાસ કીકાભાઇએ છાપી.

ઠે. ધી "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસ લીમડાચોક સુરત.

# સુરતથી જાત્રા કરવા નીકળેલા તેના નામ

૧. મંછારામ હરગોવન
૨. મંછારામ નાથુભાઈ
૩ જેકીશન હરકીશન
૪. છબીલદાશ જીણાભાઇ
૫. બ્રાહ્મણ દાયાભાઇ રવીશંકર

ઉપર મુજબના માણસો જાત્રા કરવા નિકળા અને તે લોકોએ જે જાત્રા કરેલી તથા જે ધરમશાળામાં ઉતરેલા તેના નામ તથા ગોરની યાદી તથા ગાડીની ટીકીટ તથા જે સ્ટેશને જકશન કરેલા તેની નીચે મજબ યાદી છે આ સંગ સંવત ૧૯૭૭ના ફાગણ વદ ૧૩ ને વાર ...મ જાત્રા કરવા નીકળેલો હતો,

સુરતથી ફાગણ વદ ૧૩ને મંગળવારે રાતના સાડા દસ વાગતાની ઉપડતી ટ્રેનમાં બેઠા અને સવારે પાંચ વાગતા આણંદ સ્ટેશને ઉતરા આણંદથી સવારે આઠ વાગે ઉપડતી ટ્રેનમાં બેઠા અને સવારે આઠ વાગે ઉપડતી ટ્રેનમાં બેસીને બપોરે સાડા દશ વાગે ઉતરા અને ત્યાંથી ગાડી કરીને ડાકોર ગામમાં ગયા તથા ગોર પાંડે સોમેશ્વર અમૃતલાલને ત્યાં ઉતરા અને ત્યાં રણછોડજીના દરશણ કરી તથા ગોમતીમાં સ્નાન કરીને બીજે દીવસે ત્યાંથી ડાકોરથી ઉપડતી ટ્રેન સવારે સાડાદસ વાગે ઉપડે છે તેમાં બેસીને રતલામ જકસને રાતે સાડા આઠ વાગતા ઉતરા અને ત્યાં મુસાફર ખાનામાં રાત રહીને બીજે દિવસે સવારે સાડા સાત વાગતા ઉપડતી ટ્રેન રતલામથી ઉજ્જન જવાની ગાડીમાં બેઠા અને

ઉજ્જન બપોરે અગીઆર વાગે ઉતરા અને ઉજ્જનમાં ગોર ભાગીરથ ઉકારીલાલને ત્યાં ગયા હતા અને ત્યાં ક્ષીપ્રા નદીમાં સ્નાન કરીને મહાંકાળેશ્વર મહાદેવના દરશણ કરીને ત્યાંથી થોડે દુર જઈને અહુ સીધીમાતાના દરશણ કરીને બીજે દીવસે ઉજ્જનથી ઉપડતી ટ્રેન બપોરે અગીયાર વાગતાની ગાડીમાં બેઠા અને ત્યાંથી પાછા રતલામ જકસન કરી તુરત બીજી નાની ટ્રેન બપોરે ત્રણ વાગે ઉપડતી હતી તેમાં બેઠા અને રાત્રે સાડા દસ વાગે ચિતોડગઢ ઉંતરા હતા અને ત્યાં ચિતોડગઢમાં સ્ટેશનની શામુની ધરમશાળામાં ઉતરા હતા અને તે ધરમશાળામાં માણસ દીઠ એક પૈસો પડે છે તે ધરમશાળામાં એકરાત રહી બીજે દિવસે સવારે ચિતોડગડથી સાત વાગતાની ઉપડતી ટ્રેનમાં બેસીને શ્રીનાથ દુવારકા સ્ટેશને બપોરે બાર વાગતા ઉતરા હતા અને શ્રીનાથ દુવારકા સ્ટેશનથી ટાંગા કરીને શ્રીનાથજી સાંજે પાંચ વાગતા પહોંચ્યા હતા અને ત્યાં ધરમશાળા જમનાદાસ લલુભાઈ તરસ્તી મુંબઈ વાલાની ધરમશાળામાં ઉતરા હતા અને ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યા હતા અને ચોથે દિવસે ટાંગા કરીને શ્રીનાથ દુવારકા સ્ટેસને સાંજે ચાર વાગાના આવ્યા હતા અને શ્રીનાથજી ત્રણ ગાઉ ઉપર એક લિંગી મહાદેવનું દહેરૂં છે અને ત્યાંથી કાંકરોલી જવાય છે અને કાંકરોલીનું ધામ ઘણું સારૂ છે

શ્રીનાથ દુવારકા સ્ટેશનથી ઉપડતી ટ્રેનમાં બેસીને ચિતોડગઢ જકસન ઉંતરા હતા અને ત્યાંથી રાત્રે દસ વાગતાની ગાડીમાં બેસીને અજમેર સવારે સાડાસાત વાગે ઉતરા હતા અને ત્યાંથી ગાડી કરીને સ્ટેશન શામે થોડે દુર મુંબઈવાલા લુવાણા ભાટીયાની ધરમશાળામાં ઉતરા હતા અને ધરમશાળા આગળથી ટાંગા કરીને પુષ્કરાજ ગયા હતા અને ત્યાં શ્રાદ્ધ કરીને બ્રહ્માનંદના મંદીરમાં દરશણ કરી ત્યાંના

ગોર લક્ષ્મીનારાયણ શોભારામને ત્યાં ગયા હતા અને ત્યાં ગોરને દક્ષણા આપીને તુરંત પાછા ટાંગામાં બેસીને બપોરે ત્રણ વાગે અજમેરમાં ધરમશાળામાં આવ્યા હતા અને ત્યાં રાતે ખાજાપીરના દરસણ કર્યા હતા ત્યાં એક રાત રહીને બીજે દિવસે સવારે અજ-મેરથી સાત વાગાની ઉપડતી ટ્રેનમાં બેસીને બપોરે અગીયાર વાગે જેપુર ઉતરા હતા અને ત્યાં ફતેહસીંગ રાઠોડ ધરમશાળામાં ગયા હતા તે ધરમશાળામા ઓરડીનું ભાડુ આપવું પડે છે ત્યાં હમો જમીખાઇને બપોરે ચાર વાગના ઘોડાગાડી કરીને હમો રામનિવાસ બાગ જેવાને ગયા હતા અને રામનિવાસથી પાછા ફરીને શહેર જેવા માટે ગયા હતા જેપુર શહેર તથા ત્યાંનો બાગ જેવા લાયક છે અને ત્યાંથી એટલે જેપુરથી રાતે સાડાબાર વાગતાની ઉપડતી ટ્રેનમાં બેસીને હમો સવારે સાત વાગતા અચનેરા જકસન કરીને ટ્રેન મથુરા જવાની ગાડીમાં બેઠાં હતા અને મથુરા સવારે નવ વાગે ઉતરા હતા અને ગાડી કરીને મથુરામાં સાડાબારે ભઇઆની ધરમશાળામાં ઉતરા હતા અને હમો મથુરામાં ચાર દિવસ રહ્યા હતા તેમાં ગોકુલ વ્રદ્રાવન જઇને દર્શન કરી આવ્યા હતા મથુરામાં જમનાજી નદી છે અને મથુરાથી ચોથે દિવસે રાતે સાડાબાર વાગ-તાની ઉપડતી ટ્રેનમાં બેસીને સવારે સાત વાગે દીલ્લી ઉતરા હતા અને દીલ્લીમાં લક્ષ્મી નારાયણની ધરમશાળામાં ઉતરા હતા અને દીલ્લીમાં રાજાનો મહેલ છે તે જેવા લાયક છે તેમાં એક માણસ દીઠ બે આના ટીકીટ આપવી પડે છે ત્યારે મહેલ બતલાવે છે અને જુમ મસજીદ જેવા લાયક છે અને દીલ્લીમાંથી તેજ દિવસની રાતની ટ્રેનમા બેસીને અલ્હાબાદ ગયા હતા અલ્હાબાદ સવારે આઠ વાગે ઉતર હતા અને સ્ટેશન ઉપરથી ટાંગા કરી શહેરમાં જમનાબાઇની

ધરમસાલામાં ઉતારો કર્યો હતો અને અલ્હાબાદમાં ગંગાજી છે અને ગંગાજીમાંથી હોડીયું કરી ત્રીવેની સંગમ જોવાને ગયા હતા ત્રીવેની સંગમ એટલે ગંગાજમના અને સરસ્વતીનાં સંગમ છે ત્યાં જઇ સ્નાન કરી પાછા હોડીઓમાં બેઠા હતા અને અધવચમાં સરકારનો કીલ્લો છે અને તેજ કીલ્લામાં પ્રાગવડ કરીને ગુફા છે તે ગુફામાં અનેક દેવતાઓની મુરતી છે ત્યાં જઇ દર્શન કરી પાછા હોડીયોમાં બેસી ધરમસાલામાં આવ્યા હતા અને ત્યાં એક દીવસ રહી બીજે દીવસે સાંજે પાંચ વાગે ઉપડતી ટ્રેનમાં બેઠા ત્યારે કાશીમાં રાતે નવ વાગે ઉતરા અને કાશીના સ્ટેશન ઉપરથી ટાંગા કરી રેવાબાઇ ભાઇશંકર સોલીસીટરની ધર્મશાળામાં ગયા અને કાશીમાં ત્રણ દિવસ રહી ચોથે દીવસે સાંજે સાડા પાંચ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા અને ગયાજી રાત્રે સાડા દશ વાગે ઉતરા અને ગયાજી સ્ટેશન ઉપરથી ટાંગા કરી ભેદીબાગ સ્યામલાલ ચૌકીલની ધર્મશાળામાં ઉતરા અને ગયાજીમાં ફલગુ નદી છે અને ગયાજીમાં બે દીવસ શ્રાદ્ધ કરી ત્રીજે દીવસે સાંજે સાડા પાંચ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા ત્યારે સવારે પાંચ વાગે જસીદી સ્ટેશને જંકશન કરીબીજી ગાડીમાં બેઠા અને સવારે છ વાગે બૈજનાથ ઉતરા અને બૈજનાથ સ્ટેશનની સામું હજારીમલની ધર્મશાળામાં ઉતરા અને ત્યાં સ્નાન કરી દર્શન કરી તેજ દીવસે રાતે બૈજનાથથી સાડા નવ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા અને જસીદી જંકશન કરી તુરત બીજી ગાડીમાં બેઠા અને રાત ગાડીમાં કીધી સવારે સાત વાગે કલકત્તે ઉતરા અને કલકત્તાનું સ્ટેશન હાવરા છે એ સ્ટેશનની સામુ સત્યનારાયણની ધર્મશાળામાં ઉતારો કર્યો હતો અને કલકતામાં નદીમાં સ્નાન કરી મહાકાળીના દર્શને ગયા હતા અને કલકતામાં ત્રણ

દીવસ રહી ચોથે દીવસે રાતે આઠ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા અને સવારે આઠ વાગે જગન્નાથપુરી ઉતરા અને સ્ટેશન ઉપરથી ટાંગા કરીને હરીરામ દુવારકાની ધર્મશાળામાં ગયા અને ત્યાં ચંદનકુંડ છે ત્યાં સ્નાન થાય છે અને જગન્નાથમાં કોઇપાં માણસે કસી જાતની છીટ કરવી નહીં બાંચી ભેગો બ્રાહ્મણ જમે તેમાં પણ છોટ કરવી નહીં અને જગન્નાથથી સાખી ગોપાલ જવાય છે અને જગન્નાથથી સાખી ગોપાલના એક માણસ દીઠ પોણો આનો ટીકીટ પડે છે અને ત્યાં શ્રી ભગવાનનાં દર્શન છે અને જગન્નાથથી ચોથે દીવસે રાતે સાડા આઠ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા અને ખુરદારોડ અગીઆર વાગે ઉતરા ખુરદારોડ સ્ટેશન ઉપર મુસાફરખાનામાં રાત રહી સવારે મળસકામાં ખુરદારોડથી ચાર વાગે ઉપડતા મેલમાં બેઠા ત્યારે અઠા-વીશ કલાક ત્રેનમાં બેઠા અને બીજે દીવસે સવારે નવ વાગે મદ્રાસ ઉતરા મદ્રાસ સ્ટેશન સામુ પરમાનંદ છોટાલાલની ધર્મશાળામાં ઉતરા અને મદ્રાસમાં એક દીવસ રહી બીજે દીવસે રાતે એકમોર સ્ટેશનથી રાતે આંઠ વાગે બોતમેલ ઉપડતીમાં બેઠ અને આખી રાત ગાડીમાં કાઢી બીજે દીવસે સાંજે પાંચવાગે રામેશ્વર ઉતરા અને રામેસ્વર સ્ટેશનથી ગાડા કરીને રામેસ્વર દહેરાની સામુ ધર્મશાળામાં ઉતારો કર્યો અને ત્યાં લક્ષમન કુંડમાં સ્નાન કરીને રામેસ્વર મહાદેવના દર્શન કર્યા અને બીજે દીવસે ધનુષ કોટી ગયા અને ધનુષકોટીમાં દરીઆના બેટ ઉપર એક બાવાની ઝુંપડી છે અને ત્યાં ખારા દરી-આના કીનારા ઉપર રામે બાણ મારી મીઠું પાણી કીધેલું છે તે પાણી જાત્રાળુઓને પીવા માટે છે અને ઝુંપડીવાલો બાવો સવારસાંજ આરતી ઉતારી પાસેર જેટલો સીરો અને બે પુરી દરેક જાત્રાળુઓને આપે છે અને ધનુષકોટીમાં રત્નાગર અને હીંદી મહાસાગર એ બંને

દરીઆનો સંગમ છે અને રામેશ્વરથી એક માણસ દીઠ પોણો આનો ટીકીટ પડે છે ધનુષકોટીનો અને ધનુષકોટીથી રામેસ્વર આવી રામેસ્વરમાં બે દીવસ રહી ત્રીજે દીવસે એટલે પાંચમને ગુરૂવારે સાંજે સાડા પાંચવાગતાની ઉપડતી ત્રેનમાં બેઠા અને મદુરા રાતે સાડા અગીઆર વાગે ઉતરા અને મદુરામાં રાજાની ધર્મશાળામાં મુકામ કર્યો મદુરામાં મીનાક્ષી માતાનું દેવળ છે અને મીનાક્ષી માતા અંબા માતાની માફક જગજાહેર છે અને મદુરા શહેર જોઇ દરશન કરીને બીજે દીવસે છઠને શુકરવારે સાંજે ચાર વાગે ઊપડતી ત્રેનમાં બેઠા ત્યારે રાતે નવ વાગે ત્રીચીનોપલ ઉતરા અને ત્યાંથી બીજી ગાડીમાં બેસી ત્રીચીનાફોર્ટ ગયા અને ત્યાંથી ગાડા કરી શ્રીરંગજી ગામમાં ગયા અને ગોર ને ઘેર ઉતરા શ્રી રંગજીમાં કાવેરા નદી છે અને શ્રી ભગવાન નાગ ઊપર પોઢેલા છે તેનાં દર્શન કરીને બપોરે જંબુકેશર મહાદેવના દર્શન કરીને રાતે સાડા સાત વાગે ત્રીચીનાફોર્ટ સ્ટેશન ઉપર આવ્યા અને ત્રીચીના ફોર્ટથી રાતે આઠ વાગે ઉપડતીત્રેનમાંબેઠા ત્યારે નવ વાગે ત્રીચીનોપલ જંકશન કરીને બીજીગાડીમાં બેઠા ત્યારે સવારે સાડા છ વાગે મંગલપુત જંકશનકરી તુરત બીજી ગાડીમાં બેઠા અને આઠ વાગે કાનજીપુરમ સ્ટેશને ઉતરા અને ત્યાંથી ટાંગા કરીને શીવકાન્ચી ગામમાં ગયા અને મદ્રાસવાળા ગોરધનદાસ જમનાદાસની ધર્મશાળામાં ઉતારો કર્યો અને સીવકાંન્ચીમાં સર્વતીર્થ નામે કુંડ છે તેમાં સ્નાન કરી માધવના દર્શન કરીને જમી ખાઇ પરવારી બપોરે તાંગા કરાવી વીષ્ણુકાન્ચી ગયા અને ત્યાંથી દર્શન કરીને સાંજે સાત વાગે શીવકાન્ચી ગામમાં આવ્યા અને રાત રહી બીજે દીવસે એટલે વઇશાખ સુદ ૯ ને સોમવારે બપોરે બાર વાગાની ઊપડતી ત્રેનમાં બેઠાં ત્યારે આરકોનમ અને રેણી

ગુનતા જંકશન કરીને રાતે આઠ વાગે તીરૂપતી સ્ટેશને ઊતરા અને ત્યાંથી ગાડા કરીને ગામમાં ગયા અને હાથીરામ બાવાની ધરમશાલા માં ઊતરા ત્યાં રાત રહી સવારે ચાર વાગતાથી બાલાજીનો પહાડ ચઢવા માંડયો ત્યારે નવ વાગે બાલાજી મહારાજના ધામમાં ગયાં ત્યાં બાલાજીમાં ઊપર દુકાનો તેમ શહેર જેવું છે અને તમામ દરેક ચીજો ત્યાના મોદીને ત્યાંથી મળે છે ત્યાંથી ત્રણ માઈલ ઊપર આકાશ ગંગા અને પાતાલ ગંગા છે તે સ્નાન તથા દર્શન કરવાને સારા છે બાલાજીમાં રાત રહી બીજે દીવસે ચાર વાગતાથી પહાડ ઊતરવા માંડયો ત્યારે સવારે આઠ વાગે તીરૂપતી ગામમાં આવ્યા બાલાજીમાં અજોધ્યાદાસજીની ધર્મશાલામાં ઊતારો કર્યો હતો. તીરૂપતીમાં રાત રહી બીજે દીવસે એટલે વઇશાખ સુદ ૧૨ને બુધવારે રાતે દશવાગે ઊપડતી ત્રેનમાં બેઠા અને રેણીગુનતા જંકશન કરીને રેણી ગુનતાથી બાર વાગતા ઉપડતા મેલમાં બેઠા અને બીજે દીવસે વઇશાખ સુદ ૧૩ ને ગુરૂવારે બપોરે બાર વાગે રાયચુર ઉતરા અને રાયચુરમાં સ્ટેશન સામુ મદ્રાસવાલા ખુશાલદાશની ધરમશાળમાં ઊતરા હતા ત્યાં જમી ખાઈ પરવારી તેજ દીવસે સાંજે આઠ વાગે ઊપડથી લોકલમાં બેઠા અને સવારે આઠ વાગે દુરૂદવાડી ઊતરા અને દુરૂડ વાડીથી તુરત બીજી ગાડીમાં બેઠા ત્યારે બપોરે બાર વાગે પંઢરપુર ઊતર્યા અને ત્યાંથી ગાડા કરીને પંઢરપુર ધામમાં ગયા પંઢરપુરમાં એક દીવસ રહી બીજે દીવસે એટલે વઇશાખ સુદ ૧૫ ને શનીવારે સાંજે છ વાગે ઉપડતી ટ્રેનમાં બેઠા ત્યાં નવ વાગે દુરૂડ-વાડી ઉતરા અને દુરૂદવાડીથી અગીઆર વાગે ઉપડતાં મેલમાં બેઠા ત્યારે સવારે સાત વાગે કલ્યાણી ઉતરા અને કલ્યાણીથી આંઠ વાગે નાશકવાલી ઊંપડતી ત્રેનમાં બેઠા અને નાસક દોઢ વાગે ઉતરા અને

નાસીક સ્ટેશનથી ટાંગા કરી નાસીક ધામમાં ગયા ત્યાં હંસરાજ પરમાનંદની ધર્મશાલામા મુકામ કર્યો નાસીક એક દીવસ રહી બીજે દીવસે રાતે નવ વાગે ગાડા કરી ત્રંબક જવા માટે નીકળા ત્યારે સવારે સાત વાગે ત્રંબકમા આવ્યા ત્રંબકમાં ગોરને ઘેર મુકામ કરેલો હતો ત્રંબકમાં સ્નાન કરી દર્શન કરી પરવારી તેજ દીવસે સાંજે ગાડા જોડાવી ત્યાંથી ઉપડયા ત્યારે નાસીકમાં સવારે છ વાગે આવ્યા અને નાસકમાં એક દીવસ રહી બીજે દીવસે નાસીક સ્ટેશન ઉપર આવ્યા અને ત્યાંથી અઢી વાગે ઉપડતી ત્રેનમાં બેઠા ત્યારે રાતે નવ વાગે મુંબઇના બોરીબન્દર સ્ટેશને ઉતરા ત્યાંથી સગરામ કરા।। મુંબઇમાં સહુસહુના વછીઆતને ત્યાં જઇ રહ્યા અને મુંબઇમાં એક દીવસ રહી બીજે દીવસે બપોરે દોઢ વાગે ઉપડતી ત્રેનમાં બેઠા ત્યારે રાતે દસ વાગે સુરત ઉતરા

હમો જાત્રા જતા હમારી સાથે સંગ થયેલો તેનાં નામ હકુમતરાઈ તેમણા દીકરા રામાનીવાસ તેમણી ધણીઆણી ચતુર લક્ષ્મી તેમણી છોકરી ઉર્મીલા અને મહેતા હરજીવનભાઇ ચંદુભાઇ એ સંઘ હમારી સાથે કાસીમાંથી ભેગા થયા હતા અને તે લોકોને જલદી ઘેર જવાનું હોવાથી સીધા નાસીક ગયા શીવકાન્ચીથી બાલાજીથી પંઢરપુર થઇ નાસીક ગયા હતા



# એક માણસ દીઠ ટીકીટનો દર

| | |
|---|---|
| ૧–૧૪–૦ | સુરતથી ડાકોરની ટીકીટ |
| ૩– ૪–૬ | ડાકોરથી ઊજનની ટીકીટ |
| ૩– ૮–૬ | ઊજનથી શ્રીનાથ દુવારની ટીકીટ |
| ૨– ૮–૦ | શ્રીનાથજીથી અજમેરના ટીકીટ |
| ૧– ૫–૦ | અજમેરથી જેપુરની ટીકીટ |
| ૨– ૬–૦ | જેપુરથી મથુરાની ટીકીટ |
| ૧– ૭–૦ | મથુરાથી દીલ્લીની ટીકીટ |
| ૬– ૧–૬ | દીલ્લીથી અલ્હાબાદની ટીકીટ |
| ૧– ૪–૦ | અલ્હાબાદથી કાસીની ટીકીટ |
| ૨– ૨–૦ | કાસીથી ગયાજીની ટીકીટ |
| ૨– ૪–૬ | ગયાજીથી બેજનાથના ટીકીટ |
| ૩– ૩–૯ | બેજનાથજીથી કલકત્તાની ટીકીટ |
| ૫–૧૫–૩ | કલકત્તાથી જગન્નાથની ટીકીટ |
| ૦– ૨–૯ | જગન્નાથથી સાખીગોપાલની ટીકીટ |
| ૦– ૨–૯ | સાખીગોપાલથી જગન્નાથની ટીકીટ |
| ૨૧– ૬–૦ | જગન્નાથજીથી રામેશ્વરની ટીકીટ |
| ૦– ૩–૦ | રામેશ્વરથી ધનુષકોટની ટીકીટ |
| ૦– ૩–૦ | ધનુષકોટથી રામેશ્વરની ટીકીટ |
| ૧– ૯–૦ | રામેશ્વરથી મદુરાની ટીકીટ |
| ૧– ૮–૯ | મદુરાથી ત્રીચીનાપોલીની ટીકીટ |
| ૩–૧૧–૯ | ફોર્ટ ત્રીચીનાપલથી કાનજીપુરમની ટીકીટ |
| ૦–૧૫–૯ | કાનજીપુરમથી તીરૂપતીબાલાજીની ટીકીટ |
| ૫– ૦–૦ | તીરૂપતીબાલાજીથી રાયચુર |
| ૪– ૧–૦ | રાયચુરથી પંઢરપુરની ટીકીટ |
| ૫– ૦–૦ | પંઢરપુરથી કલ્યાણીની ટીકીટ |
| ૧– ૫–૦ | કલ્યાણીથી નાસીકની ટીકીટ |
| ૧–૧૩–૦ | નાસીકથી મુંબઇની ટીકીટ |
| ૨– ૯–૦ | મુંબઇથી સુરતની ટીકીટ |
| ૮૭– ૧–૯ | એ મુજબની કુલ ટીકીટ છે. |

# ગોરના નામની યાદી.

૧. દાકોરના ગોર પાઠક સોમેશ્વર અમૃતલાલ

૨. ઉજનમાં ગોર ભાગીરથ ઉકારામ

શ્રીનાથજીમાં ગોરનું કામ નથી ગોરની જરૂર નથી.

૩. પુસ્કર રાજમાં ગોર લક્ષ્મીનારાયણ સોભારામ

૪. મથુરામાં ગોર સારેબારભઈ આવાલા અટક

૫. અલ્હાબાદમાં ગોર કેદારનાથ હાથીવાલા

૬. કાસીના ગોર નારાયણદત્ત રવીદત ગુજરાતી
સીંધપુરવાલા

૭. ગઆજીમાં ગોર સ્યામલાલ વીઠલદાસ

બેજનાથમાં ગોરની જરૂર નથી

૮. જગનનાથપુરીમાં ગોર રૂગનાથ દામોદર

૯. રામેશ્વરમાં ગોર ગંગાશા પીતાંબર

૧૦ શ્રીરંગજીમાં ગોર નઈદોશ્રી નીવાસી આચાર્ય

૧૧. શ્રીવકાન્ચીમાં ગોર મુનિસ્વામી શાસ્ત્રી

મદુરામાં ગોરની જરૂર નથી

બાલાજીમાં ગોરની જરૂર નથી

વીઠલનાથજીમાં ગોરની જરૂર નથી

નાસકમાં ગોરની જરૂર નથી

૧૨. ત્ર્યંબકમા ગોરનું નામ સદાસીવ ગંગાધર

આ મુજબ ગોરના નામ છે